શ્રી આત્માનંદ પ્રકાશના ગ્રાહકોને ૩૫-૩૬ માં વર્ષની ભેટ

# કલિંગનું યુદ્ધ

## મહામેઘવાહન મહારાજા

# ખારવેલ

લેખકઃ—સુશીલ

પ્રકાશક

શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગર.

૧૯૩૮ :: ૧૯૯૫

મૂલ્ય: રૂા. ૧-૦-૦

[ શ્રી આત્માનંદ જૈન ગ્રંથમાળા નંબર ૭૭ ]

# આ ગ્રંથમાંની
# મુખ્ય ઘટનાઓ

ઇ. સ. પૂર્વે—૨૬૯ માં અશોકનો રાજ્યાભિષેક

૨૫૯ માં કલિંગ ઉપર અશોકનું આક્રમણ

૨૩૬ માં અશોકનું અવસાન

૨૨૦ માં ચૈત્ર ઐર નામના રાજા પહેલ વહેલા કોશળથી કલિંગમાં આવ્યા.

૧૯૭ માં ઐર મહામેઘવાહન ખારવેલનો જન્મ

૧૮૨ માં યુવરાજપદ

૧૭૩ માં ખારવેલનો રાજ્યાભિષેક-
તોષાલીમાં ભયંકર ઝંઝાવાત.

૧૭૧ માં મૂષિક દેશ ઉપર ખારવેલનો વિજય

૧૬૯ માં ભોજક તથા રાષ્ટ્રિકોને ખારવેલે હરાવ્યા.

૧૬૫ માં મગધ ઉપર પહેલું આક્રમણ

૧૬૧ માં મગધ ઉપર બીજું આક્રમણ

૧૫૯ માં ભરજુવાનીમાં ખારવેલનું મૃત્યુ.

# નિવેદન

આ ઐતિહાસિક મહામેઘવાહન રાજા ખારવેલ ઇ. સ. પૂર્વે સુમારે બીજા સૈકામાં થઇ ગયેલ છે. તેમના વખતમાં કલિંગ કેટલું નબળું બની ગયું હતું અને તેના પુનરૂદ્ધાર માટે એમને કેટલો શ્રમ લેવો પડયો હતો તે બધું પૃથક્કરણ પૂર્વક આ ગ્રંથમાં વિદ્વાન લેખક બંધુ રા. સુશીલે ઘણા ઐતિહાસિક ગ્રંથોના અભ્યાસના ફળરૂપે બતાવ્યું છે. આ ગ્રંથ લખી ઐતિહાસિક સાહિત્યમાં એમણે સારો વધારો કર્યો છે. અત્યાર સુધી આ રાજા ખારવેલ બૌદ્ધ ધર્મનો ઉપાસક હતો, એમ કેટલાકો માનતા હતા; પરંતુ શોધખોળખાતાના અધિકારીઓએ શિલાલેખો ઉપરથી તપાસ કરી ખારવેલ જૈન રાજા હતો તેમ સિદ્ધ કર્યું છે. વિશેષ તેના પુરાવા તરીકે આ સભા તરફથી પ્રાચીન જૈન લેખ સંગ્રહ ભાગ ૧ લો હિંદીમાં પ્રગટ થયેલ છે, જેના લેખક ઇતિહાસવેત્તા પંડિતવર્ય શ્રી જિનવિજયજી છે.

આ ગ્રંથમાં બાઇ સુશીલે જાણવા જેવી કેટલીક વિશેષ હકીકતો આપેલી છે, તેથી જ આ લઘુ ગ્રંથ હોવા છતાં ઐતિહાસિક સાહિત્યમાં અતિઉપયોગી ગણાશે, એવી ઉમેદ છે. મહારાજા ખારવેલ જૈન હોવા ઉપરાંત કેવા સંયોગોમાં એમને દિગ્‌વિજય કરવા બહાર આવવું પડયું, તેના ઐતિહાસિક પ્રમાણો આપી લેખક મહાશયે જૈન ઇતિહાસ ઉપર એવું અજવાળું પાડયું છે કે હિંદનો ઇતિહાસ લખનારને એક પ્રામાણિક-પ્રાચીન સાધન અમુક અંશે આથી ઉપલબ્ધ થયું છે.

રા. સુશીલભાઇની વિદ્વત્તા માટે બે મત છે જ નહિ. ઉપરનાં કારણોથી અમારા માનવંતા ગ્રાહકોને ભેટ તરીકે આ ગ્રંથ આપવાનો નિર્ણય કર્યો છે. અમારા ગ્રાહકોને મનનપૂર્વક વાંચવા ભલામણ કરીએ છીએ.

—પ્રકાશક

# વિષય દર્શન

# ભૂમિકા

પુરાતત્ત્વ અને પ્રાચીન ઇતિહાસના પંડિતો ને અભ્યાસીઓ સિવાય, કલિંગ-ચક્રવર્તી મહામેઘવાહન મહારાજા ખારવેલનું નામ પણ બહુ ઓછા જણે સાંભળ્યું હશે. ભિખ્ખુરાજ ખારવેલ, જૈનધર્મના મહાન્ આશ્રયદાતા અને પ્રભાવક હતા. પણ જૈન સમાજમાં યે સમ્રાટ સંપ્રતિ કે ગુર્જર-નરેશ કુમારપાળ જેટલી, મહારાજા ખારવેલની પ્રસિદ્ધિ નથી. પ્રાચીન સાહિત્યમાં કે શાસ્ત્રગ્રંથમાં એમનો નામોલ્લેખ પણ નથી. માત્ર હાથીગુંફાવાળા શિલાલેખને અચાનક જ, લગભગ બે હજાર કરતાં પણ વધારે વર્ષને અંતે વાચા ફુટી અને મગધના શિથિલ-જુલ્મી સામ્રાજ્યનો અંત આણનાર, બાહુબળે કલિંગ-સામ્રાજ્ય ખડું કરનાર કલિંગ-ચક્રવર્તી ખારવેલની કીર્તિના બે ચાર સ્વર સંભળાયા.

હાથીગુફાવાળો શીલાલેખ પ્રથમ ક્યારે મળી આવ્યો અને એનો અર્થ બેસારવામાં વિદ્વાનોને કેટલી મુશ્કેલી પડી તેમ ઇતિહાસના પ્રદેશમાં કેટલો નવો પ્રકાશ પડ્યો એ બધું શ્રી કાશીપ્રસાદ જયસ્વાલના આ જોડે આપેલા એક લેખ ઉપરથી કંઇક સમજાશે.

ઇતિહાસ કે પુરાતત્ત્વના પ્રદેશમાં કંઇ નવી શોધ કરવાનો મેં દાવો નથી કર્યો. ખરું જોતાં તો પુરાતત્ત્વવેત્તાઓએ જે ચીલો મહા-મહેનતે તૈયાર કર્યો છે તે રસ્તેજ હું ચાલ્યો છું. પ્રાચીન ઇતિહાસના પટ ઉપર કલિંગ અને કલિંગાધિપતિનાં ચિત્રો યથામતિ દોરવાનોજ મેં માત્ર પ્રયત્ન કર્યો છે.

મૌર્ય સમ્રાટ અશોકે કલિંગમાં ગુજારેલા સીતમની વાત ઇતિહાસના અભ્યાસીઓ જાણે છે. અશોકે પોતે જ કલિંગના સર્વનાશની વિગતો આપી છે. યુદ્ધો તો યુગેયુગમાં ઘણાં લડાયાં છે. પણ કલિંગ-યુદ્ધે જે રાજકારણી યુગક્રાંતિની હવા વહાવી તેને લીધે ઇતિહાસમાં એક સીમાચિન્હ તરિકે ઓળખાવાનું સૌભાગ્ય તે મેળવી શક્યું છે. મૌર્ય સામ્રાજ્ય, કલિંગવિજયના પાપથી નબળું બન્યું. સ્થિરતા અને સંકુચિતતાની દીવાલોમાં જેટલું સુખશીલ તેટલું જ એ શિથિલ થઇ ગયું. કલિંગ જો કે પાયમાલ થયું, પણ એ પાયમાલી તો ઉપરછલી હતી. પરાજયની રાખ નીચે કલિંગના અંતરમાં અસ્મિતા અને સ્વાતંત્ર્યપ્રેમના અંગાર ધીખતા હતા. એમાંથી જ કલિંગ–સામ્રાજ્યની, જતે દિવસે, ભારતવ્યાપી જવાળા પ્રકટી.

શહીદોની સમર્પણતા એ સર્વનાશ નથીઃ કલિંગયુદ્ધે એ અર્થ–ગંભીર સંદેશ પ્રબોધ્યો. લાખો કલિંગવાસીઓ અશોકના સૈન્ય સાથે ઝૂઝતા ઘવાયા–મરાયા અને છેક આશ્રયહીન બનેલાં કુટુંબોના કરૂણ-આર્તનાદ સાંભળી અશોક જેવા વિજેતાનું ગર્વથી ધબકતું કલેજું પણ કંપી ઉઠયું. આ દારૂણ યુદ્ધની હૃદયવિદારક અસર કલિંગના મોટા મહેલોથી માંડી ઝુંપડીઓ સુધીમાં વ્યાપી ગઇ.

બહારની એ વિષાદછાયાને બાદ કરીને આજે જોઇએ છીએ તો કલિંગના એ પરાભવમાં આત્મ સમપર્ણતાનો પ્રચ્છન્ન વિજય સમાએલો દેખાય છે. કલિંગની ખપી જવાની સામી છાતીની શહીદીએ કલિંગના આત્માને જડતાની ઉંઘમાં પડતો બચાવી લીધો. અશોકે જે એવી ગણતરી કરી રાખી હતી કે આવી મોટી કતલ પછી કલિંગ કોઇ દિવસ પાછું ઉભું જ નહિ થાય તે ધારણા ખોટી પડી. કલિંગ પોતાની ખુવારી જોઇને હતાશ કે નિર્વીર્ય ન બન્યું. ભિખ્ખુરાજ ખારવેલના સમયમાં એ પુનઃ ખડું થયું. રાષ્ટ્રની ખાતર મરી ખૂટ-

નારાઓના આત્મબલિમાંથી કેવી છુપી તાકાતનો પ્રવાહ ધસે છે તે જો કે અશોક પોતે તો જોવા ન રહ્યો પણ એના વંશજોએ મૌર્યસામ્રાજ્યના ભોગે એનો પરચો મેળવ્યો.

કલિંગરાજ ખારવેલ માત્ર ધાર્મિક કે યુદ્ધવીર જ નહોતો—એ જેટલો રસ અને ઉત્સવોનો ઉપાસક હતો તેટલો જ રાષ્ટ્રીયતાનો પણ અનન્ય આરાધક હતો. જેમણે નવાં સામ્રાજ્યો સ્થાપ્યાં, સબળ ધર્મસંપ્રદાયોને આશ્રય આપ્યા અને વિશેષમાં ઉત્તરાપથ અને દ્વીપાંતરોમાં દિગ્વિજય ફરકાવ્યા તે બધા સમ્રાટો કરતાં આ ભિખ્ખુરાજ ખારવેલનું જીવન અનેક અંશે જુદું તરી આવતું જણાય છે.

પહેલી વાત તો એ છે કે એને પોતાના કચરાયેલા-છુંદાયેલા ઉદ્યાન જેવા નિષ્પ્રાણ બનેલા પ્રાંતનો ઉદ્ધાર કરવાનો હતો. સાધન-હીન વૃદ્ધ પિતાના એ પુત્ર પાસે અંતરની ધગશ સિવાય બીજી કોઇ સ્થૂલ સંપત્તિ નહોતી. અશોકના કલિંગવિજય પછી કલિંગને ફરી જાગૃત કરવાનું કામ મૃતદેહમાં નવી સંજીવિની પૂરવા જેવું કઠિન હતું. કળથી અને બળથી કલિંગરાજે કામ લીધું. કલિંગના શિખરો ઉપર સામ્રાજ્યસત્તાનો વાવટો ફરકાવવાનું વ્રત એણે જીવના જોખમે પણ પાળ્યું અને ઉજવ્યું !

ખારવેલનું બીજું નામ ભિખ્ખુરાજ છે. અંતરથી તો એ ભિખ્ખુ અર્થાત્ ત્યાગી અને સંયમી હતો એના ત્યાગ અને અને સંયમની સપાટી નીચે રસોલ્લાસ લહેરાતો. ત્યાગ અને ઉલ્લાસની તાકાતે કલિંગની પ્રજાને નવજીવન અર્પ્યું.

એક રાષ્ટ્રવીર તરીકે, પાયમાલ બનેલા પ્રાંતના પુનરુદ્ધારક તરીકે અને રસ તથા સંયમનો પ્રમાણસર સમન્વય કરી જાણનાર એક રાજાધિરાજ તરીકે પણ ખારવેલ સંસ્મરણીય અને વંદનીય બને છે.

નથી આ નર્યો ઇતિહાસ કે નથી નર્યું જીવનચરિત્ર. મૂળ હકીકતને, એટલે કે પ્રાય: નિર્વિવાદ મનાયેલી ઐતિહાસિક વિગતને વફાદાર રહીને ચરિત્ર અને ઇતિહાસનું મધ્યવર્ત્તી આ સંકલન યોજ્યું છે. પણ વસ્તુત; આ સંકલન પણ નથી રહ્યું. વચ્ચે-વચ્ચે કલ્પનાવિહારને પણ આશ્રય લીધો છે. એટલે એને શું કહેવું એવી કોઇ ભાંજગડમાં પડવા કરતાં વાઙ્મયના પ્રવાહમાં આ ફૂલ-પાંખડી વહેતી મૂકી દેવી એ જ ઠીક છે.

શ્રી હેમચંદ્ર રાયચૌધરીના " પોલીટીકલ હીસ્ટરી ઑફ ઇન્ડીઆ " ના પુસ્તકવાંચનમાંથી આ વિષયની પ્રથમ પ્રેરણા મળી અને તે પછી મૌર્ય સામ્રાજ્યનો ઇતિહાસ ( શ્રી સત્યકેતુ વિદ્યાલંકાર ), પ્રાચીન જૈન લેખ સંગ્રહ ( મુનિ જિનવિજય ), વીર સંવત નિર્ણય અને જૈન કાલગણના ( મુનિ કલ્યાણવિજય ), અને શ્રી કાશીપ્રસાદના કલિંગ ચક્રવર્ત્તી ખારવેલ તથા પંડિત ગંગાધર સામન્ત શર્મા-કવિભાળના પ્રાચીન કલિંગ-યા ખારવેલ વિગેરે ગ્રંથોના આધાર લીધા છે. એટલે કે એ ગ્રંથ-લેખક મહાશયોનો પણ હું ઋણી છું.

સુશીલ



# કલિંગ-ચક્રવર્તી મહારાજા ખારવેલ

## ( શિલાલેખનું વિવરણ )

[ લે० સ્વ૦ વિદ્યામહોદધિ શ્રી કાશીપ્રસાદ જાયસ્વાલ એમ. એ. ]

હિંદુ-ઇતિહાસનો પુનરુદ્ધાર એક આશ્ચર્યજનક વસ્તુ છે. ગુપ્ત રાજાઓની વિગતો કોણ જાણતું હતું ? ચંદ્રગુપ્ત મૌર્યની કીર્તિ વિશાખાદત્તના સમય સુધી અને શુંગ ભારતેશ્વરોની કહાણી કાલિદાસના સમય સુધી જીવંત રહી શકી, પણ એ પછીના ગ્રંથોદ્વારા આપણે આજે એમને ઓળખતા થયા છીએ. પરંતુ સમુદ્રગુપ્ત, કર્ણ કલચૂરી અને ખારવેલ-કે જે ચંદ્રગુપ્ત મૌર્ય તથા નેપોલીયન કરતાં જરા ય ઓછો કે ઉતરતો ન હતો, એટલું જ નહિ બલ્કે એમના કરતાં કોઈ કોઇ અંશે ચડીયાતો હતો, તેનું નામ-નિશાન પણ આપણા ગ્રંથભંડારમાં નથી. એનો ઇતિહાસ, એના વખતમાં લખાયેલા સમસામયિક લેખ, પત્થર

ચા તો તામ્રપત્ર ઉપર અંકાયેલી પ્રશસ્તિઓ અથવા તો ચરિત્ર ઉપરથી જ તારવી શકાય છે. શિલાલેખ અને દાન-પત્ર ઉપરથી ઇતિહાસના અંશો એકઠા કરવા એ પુરાતત્ત્વ-સંશોધકોની પુરાણી પરંપરા છે. રાજતરંગિણિકાર કલ્હણે કાશ્મીરનો ઇતિહાસ રચવામાં આજ સાધનનો ઉપયોગ કર્યો હતો. કલ્હણ પોતે એ વાત કબૂલ કરે છે. જૂના હિંદુ રાજાઓ અને જૂના પંડિતો એ પરંપરાના પૂરા જાણકાર હોવા જોઈએ. એમ ન હોય તો ભુમિદાન, કુંભદાન જેવા બહુ સામાન્ય અવસરે તેઓ લાંબા લાંબા ચરિત્રો તથા રાજવહીવટની વિગતો શા સારૂ વર્ણવે ? મંદિરોના શિખરો નીચે અથવા અસ્થિઓની સાથે સ્તૂપના તળીયે લેખને ભંડારી દેવાનું એમને કેમ સૂઝે ? ઇતિ-હાસને લાંબી જિંદગી આપવાની એ એક કરામત હતી. અશોક તો સ્પષ્ટ શબ્દોમાં કબૂલ કરે છે કે "દીર્ઘાયુષી બનાવવા"–"ચિરસ્થિતિને સારૂ" લેખોને પત્થર ઉપર કોતરાવ્યા છે.

શિલાલેખ વિગેરેમાં, તેઓ વૃતાંત તથા ચરિત્રોને લગભગ ઇતિહાસ–દૃષ્ટિએ આલેખતા. જૂની તેમ નવી વાતોને ટુંકામાં, કાવ્યરૂપે નહીં, તથ્યસ્વરૂપે, કહી નાખતા. ડૉ. ફ્લીટ, આપણા શિલાલેખો–તામ્રલેખો વિગેરેનું અવ-લોકન કરીને અભિપ્રાય આપે છે કે જૂના જમાનાના હિંદુઓમાં પણ ઇતિહાસ લખવાની કુશળતા હતી એમ આથી પુરવાર થાય છે. પૌરાણિક વાતો તથા કાવ્યવર્ણનો

કરતાં આવા લેખોની શૈલી કંઈક અનોખી છે. એ લેખોની રૂઢી અને પદ્ધત્તિ દસ્તાવેજી હોય છે. એમાં તેઓ પુરૂં નામ, ઠેકાણું તો આપે છે જ પણ પૂર્વજોની વંશાવળી, મિતિ, વાર, સંવત અને સાથે સાથે નાનાં-મોટાં કારણોની કેફીયત પણ રજૂ કરે છે.

આવા જેટલા જેટલા લેખો આજ સુધીમાં અહીં મળ્યા છે તેમાં કલિંગના ચક્રવર્તી રાજા ખારવેલનો લેખ, જે હાથીગુંફા-લેખના નામથી પ્રસિદ્ધ છે, તે અગ્રગણ્ય સ્થાન ધરાવે છે. મૌર્યોના નાના નાના લેખોને એક બાજુ રાખી મૂકીએ તો માત્ર મહારાજા અશોકનો " ધર્મલિપિ " શિલાલેખ એના કરતાં જૂનો છે, છતાં ઐતિહાસિક ઘટનાઓ અને જીવનચરિત્રને પત્થરના કલેવર ઉપર કોરી કાઢનારો, ભારતવર્ષનો આ સૌથી જૂનો-પહેલવહેલો શિલાલેખ છે.

ઓરીસા( ઉત્કલ )ના ભુવનેશ્વર તીર્થ નજીક ખંડગિરિ, ઉદયગિરિ પર્વત ઉપરની એક પહોળી ગુફાને મથાળે તે લેખ કોતરાવેલો છે. પહાડને ચીરીને ઓસરીવાળા કેટલાક મકાનો,-જૈન મંદિર તથા જૈન સાધુઓને માટે મઠ જેવા ગુફા-ગૃહો અહીં પ્રાચીન કાળમાં બનેલા છે. પહાડમાંથી કોરી કાઢેલો એવો જ એક મહેલ પણ છે. એ મકાનો પૈકીના કેટલાકો ઉપર વિક્રમ સંવતના આરંભ પહેલાં ૨૦૦ વર્ષે લખાએલા લેખો છેઃ એ લેખો સંસ્કૃત અક્ષર-જેને બ્રાહ્મી લિપિ કહેવામાં આવે છે-તેમાં પ્રાકૃત

ભાપૌંની અંદર કોરેલા છે. એ સૌને ' ગુંફા ' અર્થાત્ ગુફા જ કહેવામાં આવે છે. આવી એક, બે માળવાળી ગુફા, ( ખરૂં જોતાં તો મકાન ) ખારવેલની પટરાણીએ બનાવરાવી છે. એને એ લોકો " પ્રાસાદ "ના નામથી ઓળખતા. મહારાણીએ એ ગુફા " સરમણોં "-( શ્રમણો )ને માટે બનાવરાવી હતી. એમાં રાણીના બાપનું નામ છે તેમ પતિ ખારવેલનું નામ પણ છે. ખારવેલને એ લેખમાં " કલિંગ ચક્રવર્ત્તી " કહ્યો છે. હાથીગુંફાવાળા લેખમાં જે ઇતિહાસ આપ્યો છે તે જોતાં તો મહારાજા ખારવેલ ખરેખર ચક્રવર્ત્તી જ હતા એમ સિદ્ધ થાય છે. એથી જ તો મેં અંગ્રેજીમાં એને Emperor કહ્યો છે. પુરાવિદ્ ડૉ. વિન્સેંટ સ્મિથે પણ એ વાત મંજુર રાખી છે.

હાથીગુંફા નામ તો આધુનિક છે. એ ગુફા કારીગરીવાળી હોવા છતાં કઢંગી લાગે છે. ઘણું કરીને ખારવેલ પહેલાં એ હશે, અને કોઇ પણ કારણે લોકોમાં ખ્યાતિ તેમજ પ્રતિષ્ઠા મેળવી ચૂકી હશે, તેથી ખારવેલે એની ઉપર આ લાંબો-પહોળો લેખ ખોદાવ્યો હશે. એ લેખ ઘણે ઠેકાણે ઘસાઇ ગયો છે. કેટલીક પંક્તિઓના આરંભના બાર અક્ષર, પત્થરની પોપડી સાથે ઉખડી ગયા છે. સતત પાણીના મારાને લીધે કેટલેક ઠકાણે અક્ષરો ઉડી જવા પામ્યા છે. કોઇકોઇ અક્ષરના ઘાટ, ઘસારાને અંગે એવા બદલાઇ ગયા છે કે વાચકને ભ્રમ થયા વિના ના રહે. ટાંકણાથી કોતરેલો ભાગ કેટલો છે અને પાણી તથા બીજાં

કારણે ઘસાયેલો ભાગ કેટલો છે તે કળી શકાતું નથી. કાળ પત્થરને પણ ખાઈ ગયો છે અને એને લીધે મોટી ભ્રમજાળ ઊભી થવા પામી છે. અવતારી પુરૂષોની કીર્તિ પણ જાણે કે કાળથી સાંખી શકાતી નથી ! ખારવેલના ઇતિહાસની પણ એવી જ અવદશા થઈ છે. આશ્ચર્ય અને આનંદની વાત તો એટલી જ છે કે બબ્બે હજાર વર્ષ પછી પણ ગમે તેમ કરીને એ શિલા ટકી રહી છે અને સરસ્વતીના ઉપાસકોની તનતોડ મહેનતને પ્રતાપે એ પત્થરના મુંગાં વેણ પણ કંઇક સમજાયાં છે-સદા મૌન રહેવાના સ્વભાવવાળો કાળ-બ્રહ્મ પણ બે શબ્દ બોલી નાખે છે.

ઇતિહાસસંશોધકોને ઓછામાંઓછાં ૧૦૦ વર્ષ થયાં આ લેખની ખબર હતી. પણ ઇ. સ. ૧૯૧૭ પહેલાં એ લેખ પૂરો વાંચી શકાતો નહીં. પાદરી સ્ટર્લીંગે સન ૧૮૨૫ માં એની ચર્ચા છેડી. પ્રિસેંપ, જેણે પહેલવહેલા બ્રાહ્મી અક્ષરો એક સિક્કાની સહાયથી, ( જે સીક્કાની ઉપર ગ્રીક અથવા યૂનાની અને બ્રાહ્મી અક્ષરોમાં છપાયેલાં નામ હતાં ) વાંચ્યા હતા તેણે આ લેખ અગડંબગડં ઊકેલ્યો અને એવો જ અર્થ પણ બેસાર્યો. તે પછી ડાકટર રાજા રાજેંદ્રલાલે ૧૮૮૦ માં બીજી વાર પાઠ તથા તેનો અર્થ છપાવ્યો. અત્યાર સુધી રાજાનું નામ પણ પુરૂં ઊકેલી શકાયું નહોતું. જનરલ કનિંગહામે ખૂબ મહેનત કરીને, સન ૧૮૭૭ માં, એક પાઠ તૈયાર કર્યો. પણ એમાં એને સફળતા ન લાધી. સન ૧૮૮૫ માં ડાકટર પંડિત ભગવાનલાલ ઇંદ્રજીએ પહેલવહેલી

વાર એક એવો પાઠ પ્રકાશિત કર્યો કે જેથી લોકોને એ લેખનું મહત્ત્વ થોડુંઘણું સમજાયું. અત્યારલગી એ લેખની એકે પ્રતિકૃતિ ન્હોતી બ્હાર પડી. માત્ર આંખથી જોઇજોઇને એની નકલ ઉતારેલી. એ વખતે એમ મનાતું કે કાગળ દબાવવાથી એ લેખની છાપ બરાબર ન ઉઠે. લેખનો ઘણો ભાગ વાંચી શકાતો નહોતો અને જે વાંચી શકાતો હતો તેમાં પણ ભૂલો રહેતી. ૧૯૧૩માં, મેં મારા સાહિત્યસખા શ્રીયુત રાખાલદાસ બેનરજી પાસે એની એક પંક્તિ વંચાવી જોઈ. એ સંબંધી ચર્ચા પણ મેં મારા એક રાજ્યકાળ નિર્ણય સંબંધી લેખમાં કરી. આ ચર્ચા વાંચી પ્રસિદ્ધ ઇતિહાસશાસ્ત્રી વિંસેંટ સ્મિથે મને પૂરેપૂરો લેખ વાંચી જવા તથા છાપવા ભલામણ કરી. બેનરજી સાહેબને પણ એમણે એ મતલબનો બીજો એક પત્ર લખ્યો પટણા આવ્યા પછી, અને પટણામાં એક અનુસંધાન સમિતિ નીમાયા પછી મેં બિહારના લાટ સાહેબ સર એડવર્ડ ગેટને કહ્યું કે “ હાથીગુફાવાળા લેખની છાપ, ગમે તેમ કરીને પણ મેળવવી જોઇએ. ” સર એડવર્ડના લખવાથી પુરાતત્ત્વવિભાગના પંડિત રાખાલદાસ બેનરજી ખંડગિરિ ગયા. એમણે પોતે, મારા એક શિષ્ય ચિ. ડૉ. કાલિદાસ નાગની મદદથી બે છાપ ઘણી મહેનતે તૈયાર કરી. બેમાંથી એક મને મોકલી અને બીજી ડૉ. ટૉમ્સ( લંડન )ને રવાના કરી. કેટલાય મહિનાના રાત-દિવસના એકધારા પ્રયત્ન, ચિંતન અને મનનને અંતે મેં એ લેખનો પાઠ અને અર્થ બેસાડી, બિહાર–ઓરીસાની રીસર્ચ સોસાઈટી તરફથી પ્રકટ થતી પત્રિકામાં-૧૯૧૭માં

પ્રકટ કર્યો. છાપના પ્લેટ ચિત્ર પણ પ્રસિદ્ધ કર્યાં. એ પહેલાં એના છાપચિત્ર કયાંઈબહાર ન્હોતાં આવ્યાં. યુરોપના ઐતિહાસિક પંડિતોએ તથા પ્રોફેસર લૈનમેન–અમેરિકા-વાળાએ અને રાય હીરાલાલ બહાદુરે, શિલાલેખના પાઠ તથા વ્યાખ્યા વિષે ખૂબ ચર્ચા કરી મારા પ્રયત્ન ઉપર પ્રતિષ્ઠાની મહોર આંકી દીધી. તે દરમિયાન, એક જ વર્ષની અંદર, મેં પોતે ખંડગિરિ જઈને, પહાડી–ગુફા ઉપર પાલખ બાંધીને, નીરાંતે બેસીને લેખનો અક્ષરે અક્ષર ફરી વાર વાંચ્યો અને બીજી વાર સુધારા–વધારા સાથે, સંસ્કૃત–છાપ સહિત, સંશોધિત કરેલો પાઠ, બિહાર–ઓરીસાની પત્રિકામાં-ચોથા પુસ્તકમાં, પ્રકાશિત કર્યો. એટલું છતાં શંકાઓ તો રહી જ હતી. એ શંકાઓ દૂર કરવા, આખા લેખનું એક બીબું (Cast) વિલાયતી માટી (Plaster of Paris)માં ઢાળવા મેં સરકારને અરજ કરી. બીબું તૈયાર થાય તો હૈઠે હૈયે પાઠ વાંચી શકાય. આવું બીબું તૈયાર થાય તે પહેલાં, મને લાગ્યું કે, બીજો કોઇ લિપિનો જાણકાર, પહાડ ઉપર ચડીને, મારા નવા પાઠને એક વાર સરખાવી જોવે તો બહુ ઠીક થાય. મારી છાપમાં ઘણા અક્ષરો નહોતા આવી શકયા.

મારી અરજ સરકારે સાંભળી. શ્રી રાખાલદાસ બેનરજી, જેઓ ભારતના સર્વશ્રેષ્ઠ સરકારી લિપિજ્ઞ તરીકે પંકાયેલા હતા તેમને ખંડગિરિ જવાનો હુકમ થયો. સન ૧૯૧૯ માં અમે બન્ને જણા ત્યાં પહોંચ્યા. બન્નેએ મળીને

પાઠ ફરી એક વાર તપાસી જોયો. આ વખતે મને ખારવેલના સમકાલીન એક જુનાની રાજાનો નામોલ્લેખ મળી આવ્યો. આ બધી ધમાલ દરમિયાન, મેં જે માટીનું બીબું માગ્યું હતું તે પણ મળી ગયું. અને તેની સાથે કાગળ ઉપર આંકેલી થોડી છાપો સુદ્ધાં આવી ગઇ.

૧૯૨૪ માં મેં અને શ્રી રાખાલદાસે સાથે મળીને, ઉપરોક્ત છાપ સાથે અમારો પાઠ સરખાવી જોયો. જ્યાં જ્યાં મતભેદ હતા તેનું પણ સમાધાન કરી લીધું. આ મહેનતનું પરિણામ, બીજાં કેટલાંક કામકાજને અંગે, તરતમાં પ્રસિદ્ધ ન થઇ શકયું.

૧૯૨૭ માં એ પ્રકટ કરતાં પહેલાં બીબાની અને કાગળની છાપની ફરી પુનરાવૃત્તિ કરી જોઇ. ૧૯૨૭ ના ડીસેંબર મહિનામાં એ પાઠ બિહારની પત્રિકામાં છપાવ્યો. છાપનું ચિત્ર પણ પ્રકટ કર્યું. એ રીતે ૧૦ વર્ષ પછી એ કામ માંડમાંડ પૂરું થઇ શકયું.

પં. નાથૂરામ, મુનિ જિનવિજયજી વિગેરે જૈન પંડિતોએ એવી સૂચના કરી કે આ લેખ તથા તેની વ્યાખ્યા મારે હિંદીમાં છપાવવી જોઇએ. કોઈ કોઇ વિશ્વવિદ્યાલયમાં, આ શિલાલેખવાળો મારો પાઠ, શિલાલેખ શીખવવાના પાઠ્યક્રમમાં સ્વીકારાયો હતો, તેથી જૈન પંડિતોની આજ્ઞા માથે ચડાવીને, તેમજ વિદ્યાર્થીઓને સરળતા મળે એવા હેતુથી કાશીની નાગરીપ્રચારિણી સભાની પત્રિકા માટે

એક લેખ તૈયાર કર્યો. જૈન તથા બીજા વિદ્વાનો મારી ભૂલો સુધારશે અને મને સૂચના આપશે એવી મેં ઉમેદ રાખી.

શિલાલેખનો ઊકેલ બહુ કઠિન વસ્તુ છે. પત્થર ઘસાઇ જવાથી, કાળના પ્રહારોનો ભોગ બનવાથી કઠણાઇ પારવગરની વધી પડી છે. કોઇ પણ પ્રકારે મૂળ હકીકત ઉપર પ્રકાશ પડવો જોઇએ. એ જ મારી એક માત્ર આકાંક્ષા છે.

## શિલાલેખનું મહત્ત્વ : એમાંની મુખ્ય મુખ્ય હકીકતો

આ શિલાલેખ એટલો બધો મહત્ત્વનો છે કે વિન્સેંટ સ્મીથે, ભારતવર્ષનો જે ઈતિહાસ લખ્યો હતો તેમાં સંપાદકને લખવું પડયું કે આ લેખ બહાર આવ્યા પછી એ ગ્રંથનું નવું સંસ્કરણ કરવું પડયું.

આજ પર્યંત મળી આવેલા શિલાલેખોમાં આ લેખ જૈન ધર્મના સંબંધમાં સૌથી પ્રાચીન છે. આ લેખ ઉપરથી આપણે એટલું જાણી શકીએ છીએ કે પાટલીપુત્રના નંદોના સમયમાં ઉત્કલ અથવા કલિંગ દેશમાં જૈન ધર્મનો પ્રચાર હતો અને જિનની મૂર્તિઓ પૂજાતી હતી. કલિંગ–જિન નામની મૂર્તિ નંદરાજા ઓરીસામાંથી ઉપાડી ગયો હતો. ત્યારબાદ જ્યારે ખારવેલે મગધ ઉપર ચડાઈ કરી ત્યારે–સૈકાઓ વીત્યા પછી, એનો બદલો લીધો–જિનમૂર્તિ પાછી કલિંગમાં આવી. અંગ–મગધની રાજઋદ્ધિ પણ તેણે ઘણીખરી કલિંગભેગી કરી વાળી.

લીધું. એ જ વખતે યવન રાજા દિમિત પટણા અથવા ગયાની તરફ માર માર કરતો ધસી આવતો હતો. ખારવેલની લડાયક તાકાતની વાત એના સાંભળવામાં આવી અને ત્યાંથી તે પાછે પગલે નાઠો. મથુરા પણ બચી ગયું. બીજી વાર ખારવેલે મગધરાજ બૃહસ્પતિમિત્રને પોતાના પગ પાસે નમાવ્યો. આ વખતે તે પાટલીપુત્રના સુગાંગેય મહેલ સુધી, હાથીઓની સવારી સાથે પહોંચી ગયો હતો.

યવનરાજની ચઢાઈ વાળી વાત પતંજલીએ પણ કહી છે; " अरुणद् यवनः साकेतं " અને ગાર્ગીસંહિતામાં પણ લખ્યું છે કે દુષ્ટ, ભયંકર યવન મથુરા–સાકેતને સર કરતો થકો પટણા ( કુસુમધ્વજ ) તરફ જશે અને લોકોને થથરાવી મૂકશે. આ શિલાલેખ ઉપરથી હવે આટલું સમજાય છે કે એ યવનરાજ દિમિત ( Demitrios ) જ હોવો જોઇએ. ચુનાની ઇતિહાસકારો કહે છે તેમ તે હિંદુસ્તાન છોડીને બલ્ખ ( બેકટ્રીયા ) તરફ પાછો ચાલ્યો ગયો હતો.

આ બનાવ ઈ. સ. પૂર્વેના ૧૭૫ મા વર્ષનો છે. પતંજલિનો પણ એજ સમય છે. એ વખતે મગધનો રાજા અને પતંજલિનો યજમાન પુષ્યમિત્ર હતો–'पुष्यमित्रं यजामहे'

પુષ્યમિત્ર પછી એનો પુત્ર અગ્નિમિત્ર ભારતનો સમ્રાટ થયો. એને પણ અમરકોષની એક ટીકામાં ચક્રવર્તી તરીકે ઓળખાવ્યો છે. અગ્નિમિત્રના સિક્કા બરાબર

બહસતિમિત્રના જેવા જ રૂપ અને એવાજ ઘાટના મળે છે. બહસતિમિત્રના સિક્કા, અગ્નિમિત્રના સિક્કા પહેલાના ગણાય છે. બહસતિમિત્રનો સગપણ–સંબંધ અહિછત્ર રાજાઓ સાથે હતો. આ અહિછત્ર બ્રાહ્મણ હતા એમ કોસમ–પભોસાનો શિલાલેખ સાબિત કરે છે. મેં પુષ્યમિત્ર (જે શુંગવંશનો બ્રાહ્મણ હતો) અને બહસપતિમિત્રને એક જ માન્યા છે. પુષ્ય નક્ષત્રનો સ્વામી બૃહસ્પતિ છે. મારી આ માનીનતા યુરોપના કેટલાક આગળ પડતા ઐતિહાસિકોને રૂચી છે.

બૃહસ્પતિમિત્ર મગધનો રાજા હતો એ તો નક્કી છે. આ નામ પંડિત ભગવાનલાલ ઇંદ્રજી વિગેરેએ બહુપતિ સાસિન વાંચેલું. એ પણ એક નામ છે એમ એમને ન્હોતું સમજાયું.

જૈન ગ્રંથોમાં લખ્યું છે કે ચંદ્રગુપ્ત મૌર્યના સમયમાં જૈન સાધુઓ અને પંડિતોની એક પરિષદ્ મળી હતી અને જે જૈન આગમો (અંગ) વિચ્છિન્ન થઇ ગયા હતા તેનો પુનરુદ્ધાર કર્યો. આ ઉદ્ધાર ઘણાખરા જૈનો મંજુર નથી રાખતા. આ શિલાલેખમાં લખ્યું છે કે મૌર્યકાલમાં વિચ્છિન્ન થયેલા અંગસપ્તિકના ચોથા ભાગનો ખારવેલે પુનરુદ્ધાર કર્યો.

જૈનોની તપશ્ચર્યા સંબંધી વાત પણ આ લેખમાં છે. જીવ અને દેહ સંબંધી જૈન વિજ્ઞાનની વાતનો પણ એમાં ઉલ્લેખ છે

ખારવેલ ચેદિ વંશનો હતો. કલિંગનો પ્રથમનો રાજવંશ નાશ પામી ચૂકયો હતો. અશોકે કલિંગ જીત્યા પછી ત્યાં પોતાનો એક વાઈસરોય ( ઉપરાજ, કુમાર ) નીમી દીધો હતો. પણ બૃહસ્પતિમિત્રના સમય પહેલાં થોડા વખત ઉપર એક નવો રાજવંશ સ્થાપિત થઈ ગયો હતો-એ જ રાજવંશની ત્રીજી પેઢીએ નૌજુવાન અને બહાદૂર ખારવેલ થયા. ચેદી વંશનો ઈશારો વેદમાં છે. તે બિરાર ( વિદર્ભ )માં રહેતો. ત્યાંથી છત્રિસગઢ થઈને--મહાકોશલ થઈને, કલિંગ પહોંચી ગયો હશે. ખારવેલના સમયમાં પશ્ચિમમાં સાતકર્ણી મહારાજાનો રાજઅમલ ચાલતો. શિલાલેખોમાં એના વંશનું નામ સાતવાહન લખ્યું છે. પ્રાકૃત અને સંસ્કૃત ગ્રંથો એને શાલવાહન કહે છે. સાતવાહનોનો પ્રથમ શિલાલેખ ઇ. સ. પૂર્વે ૨૦૦ વર્ષના અક્ષરોમાં અંકાયેલો નાનાઘાટ(નાસિક પ્રદેશ)માંથી મળ્યો છે.

ખારવેલ એક વરસ દિગ્વિજય માટે નીકળતા તો બીજે વર્ષે મહેલો વિગેરે બનાવરાવતા, દાન દેતા અને પ્રજાહિતનાં બીજા કામોમાં તલ્લીન રહેતા. બીજી ચઢાઈમાં એમને સફળતા મળી એટલે રાજસૂય કર્યો, વર્ષભરના કર-વેરા માફ કર્યા અને બીજા પણ નવા હક્ક પ્રજાને આપ્યા. એમની આક્રમણ કરવાની શૈલી ઘણી તેજીલી હતી. સમસ્ત ભારતવર્ષમાં, ઉત્તરાપથથી લઇ પાંડય દેશ સુધીમાં એની વિજયવૈજયંતિ ફરકી રહી. એમની સ્રીએ, ખારવેલનો એક ચક્રવર્ત્તી તરીકે જે પરિચય કરાવ્યો છે

તે યથાર્થ છે. કલિંગ પ્રાંતની અસ્મિતા એ વખતે એની છેલ્લી સીમાએ પહોંચી ચૂકી હતી. ખારવેલની રાણીએ "કલિંગના સાધુઓ" માટે એક પ્રાસાદ કોતરાવી કાઢયો હતો. પોતાના પતિને વખતોવખત એ "કલિંગ-ચક્રવર્તી"જ કહે છે. પોતાની જિનમૂર્ત્તિને પણ એ "કલિંગ-જિન" કહે છે.

આશ્ચર્યની વાત છે કે જૈન ગ્રંથોમાં ચેદીરાજ ખારવેલના નામનો ઈશારો સરખો પણ નથી. પુરાણોમાં કોશલના જે "મેઘ" ઉપાધિધારીઓની વાત આવે છે તે કદાચ આ "મહામેઘવાહન" ઉપાધિવાળા ખારવેલના વંશની હોય તો ના નહિ.

હિંદુ રાજાઓના સમયમાં આજના કરતાં પણ ઘણી સારી વસતી-ગણતરી થઇ શકતી. પશુ, ગોધન, પેદાશ વિગેરેના આંકડા પણ તૈયાર જ રહેતા એમ કૌટિલીય અર્થશાસ્ત્રના આધારે સમજાય છે. મેગાસ્થનીસે પણ પ્રજાના જન્મ-મરણના આંકડા, મૌર્યોના સમયમાં તૈયાર રહેતા હોવાનું જણાવ્યું છે. પંડિત ભગવાનલાલ ઇંદ્રજી એ હકીકત નહોતા જાણતા; તેથી ખારવેલના પ્રથમ રાજ્યવર્ષના અહેવાલમાં જે વસતીગણતરી આપી છે તેનો અર્થ ઊકેલી શકયા નહીં. આજના ઓરીસા કરતાં, કલિંગ ઘણું મોટું હતું: આંધ્ર દેશ-તૈલ નદી સુધી એના સીમાડા પહોંચતા હતા. કલિંગની વસતી, ખારવેલના પહેલા વર્ષમાં ૩૫ લાખની હતી.

એ ગણતરી કેટલી ચોક્કસ હતી તે જાણવાનું એક સાધન આપણી પાસે છે. લગભગ ૭૫, યા ૧૦૦ વર્ષ પહેલાં અશોકે જ્યારે કલિંગમાં કાળો કેર વર્તાવ્યો ત્યારે એક લાખ બંદીવાન બન્યા અને દોઢ લાખ ઘાયલ થયા–મરાયા એવી મતલબના અશોકે પોતે જ એક શિલા-લેખમાં ઉદ્ગાર કહાડ્યા છે. તો પછી કલિંગની કુલ વસતી કેટલી હોવી જોઈએ ?

જર્મન યુદ્ધશાસ્ત્રીઓએ હિસાબી દૃષ્ટિએ એવો નિર્ણય કર્યો છે કે કુલ વસતીમાંથી સેંકડે પંદર જણ પોતાના દેશની સ્વતંત્રતા માટે લડવા બહાર પડે છે. આ હિસાબે અશોકના વખતમાં કલિંગમાં ૩૮ લાખની વસતી હોવી જોઇએ. આ રીતે ખારવેલના સમયમાં ૩૫ લાખ મનુષ્યોની વસતી હશે.

## શિલાલેખનું પ્રમાણ

શિલાલેખ ૧૫ ફુટથી સહેજ વધુ લાંબો અને પાંચ ફુટથી સહેજ વધુ પહોળો છે. ઘણા કારીગરોના ટાંકણા એની ઉપર ફરી ગયા હશે; કારણ કે અક્ષરો કંઈ એક જ જાતના નથી.

## લેખ ભાષા

ભાષા પાલીને બહુ મળતી આવે છે. એના પ્રયોગો પણ જાતક તથા બૌદ્ધપિટકોને મળતા છે. શબ્દની છટા એમ બતાવે છે કે લેખનો રચયિતા કાવ્યકુશળ હોવો

જોઇએ. શબ્દો ચુંટેલા છે: શૈલી સંક્ષિપ્ત છે, સૂત્રોની સાથે પણ સ્પર્ધા કરે એવી.

## વૈદિક વિધિના નિર્દેશ

ખારવેલનો મહારાજ્યાભિષેક વિધિપુરઃસર થયો હતો. એ એક વૈદિક વિધિ હતો. બૃહસ્પતિસૂત્રમાં લખ્યું છે કે ૨૪ વર્ષની વય પછી રાજ્યાભિષેક થવો જોઇએ. આ શિલાલેખથી એ વિધિનો નિર્દેશ મળે છે. ખારવેલ પોતે જૈન હોવાથી અશ્વમેધ નથી કર્યો, પણ રાજસૂય યજ્ઞ કરીને તેણે પોતાનું સાર્વભૌમ પદ જગતને જાહેર કર્યું છે. એ જ લેખમાં પોતાના ચેદિ વંશને રાજર્ષિ-કુલ વિનિઃસૃત કહ્યો છે. અગ્નિકુંડથી સજ્જિત મકાનો બ્રાહ્મણોને દાનમાં આપ્યાનો નિર્દેશ પણ છે. સોનાના ઝાડ બનાવીને એ વખતે રાજાઓ બ્રાહ્મણોને આપતાં, એ મહાદાન ગણાતું. ખારવેલે આવું એક કલ્પવૃક્ષ બનાવીને દાનમાં દીધું હતું. એ દાનનું અનુસંધાન હેમાદ્રિના ચતુર્વર્ગ-ચિંતામણી( દાનખંડ )માં છે.

## રાજા વેન અને શ્રી વર્દ્ધમાન

ખારવેલને રાજા વેન સાથે સરખાવ્યો છે. આ સરખામણી, ખારવેલના દિગ્વિજયને આભારી છે. વેન રાજાએ આખી પૃથ્વી જીતી લીધી હોવાનું મનાય છે. વેન રાજાના શાસનકાળમાં કાયદા-કાનૂન ઘણા સારા હતા. મનુસ્મૃતિ પણ એ વાતને અનુમોદન આપે છે. વેન રાજાએ

નાતજાતનાં બંધનો તોડી નાખ્યાં, એ નિયમન બ્રાહ્મણોને ન રૂચ્યું. એટલા જ સારૂ બ્રાહ્મણોએ એનો વિરોધ કર્યો હતો. પદ્મપુરાણમાં વેનને એક જૈન રાજા તરિકે ઓળખાવ્યો છે. જૈનોમાં વેન રાજાની ભારે પ્રતિષ્ઠા હોવી જોઈએ એમ લાગે છે.

ભગવાન મહાવીરનું, બાળપણનું–પિતા માતાએ આપેલું, નામ વર્ધમાન હતું. એમના જન્મ સાથે જ, કુટુંબની ઋદ્ધિ–સમૃદ્ધિ ખૂબ ઉભરાવા લાગી તેથી એમનું નામ વર્ધમાન પડી ગયું. ખારવેલની પ્રશસ્તિમાં " वर्धमान-सेसयो वेनाभिविजयो " એમ જે કહેવાયું છે તેમાં વર્ધમાન શ્લેષાત્મક હોય એમ લાગે છે. " નાનપણમાં જે વર્ધમાન હતા ( અથવા છે ) અને દિગ્વિજયમાં જે વેન હતા ( અથવા છે. ) " શ્રી મહાવીર સ્વામીનું નામ સમ–સામયિક હોવાનું આથી સિદ્ધ થાય છે. અહીં એટલું કહી દેવું જોઈએ કે આ શિલાલેખ જેટલો પુરાણો છે તેટલો કોઈ જૈન ગ્રંથ પુરાણો મળી શક્યો નથી.

અંગ્રેજીમાં તો મેં આ શિલાલેખ સંબંધી ઘણી વાર વિવરણ લખ્યાં છે. લોકભાષામાં, ટૂંકામાં આજે અહીં આટલું દિગ્દર્શન માત્ર કરાવ્યું છે.



# श्री खारवेल प्रशस्ति

શ્રી કાશીપ્રસાદ જાયસ્વાલ વિગેરે વિદ્વાનોએ વર્ષોની મહેનતને પરિણામે હાથી ગુફાવાળો ઉકેલેલો મૂળ આકૃત પાઠ, સંસ્કૃત છાયા અને ગુજરાતી અનુવાદ.

[સંકેતઃ—મૂળ લેખમાં મુખ્ય શબ્દોની પહેલાં થોડી જગ્યા મૂકી દીધી છે. એવા શબ્દો અહીં મોટા–કાળા અક્ષરમાં ઉતાર્યા છે. પૂર્ણવિરામ માટે પણ થોડી જગ્યા મુકી દીધી છે. એ સંકેત અહીં [।] એ રીતે બતાવ્યો છે.

ઘસાઈ ગએલા અક્ષરોને ચોકઠાંમાં મુકયા છે. અને ઉડી ગએલા અક્ષરો.........એ રીતે સૂચવ્યા છે.]

## प्राकृत मूळपाठ

पंक्ति १ लीः

नमो अराहंतानं [।] नमो सवसिधानं [।] ऐरेन महाराजेन माहामेघवाहनेन चेतिराजवसवधनेन पसथ-सुभलखनेन चतुरंतलुठितगुनोपहितेन कलिंगाधिपतिना सिरि खारवेलेन

पंक्ति २ रीः

पंदरसवसानि सिरि-कडार सरीरवता कीडिता कुमार-कीडिका [।] ततो लेखरुपगणना-ववहार विधिविसारदेन सवविजावदातेन नववसानि योवरजं पसासितं [।] संपुण-चतु-वीसति-वसो तदानि वधमान-सेसयो वेनाभिविजयो ततिये

पंक्ति ३ रीः

कलिंगराजवंस-पुरिसयुगे माहारजाभिसेचनं पापुनाति [।] अभिसितमतो च पधमे वसे वात विहत-गोपुर-पाकार-निवेसनं पटिसंखारयति [।] कलिंगनगरि-[ f ] खवीर-इसि-ताल-तडाग-पाडियो च बंधापयति [।] सवुयान-पटिसंठपनं च

# संस्कृत छाया

नमोऽर्हद्भ्यः [।] नमः सर्वसिद्धेभ्यः [।] ऐलेन महाराजेन महामेघवाहनेन चेदिराजवंशवर्धनेन प्रशस्तशुभलक्षणेन चतुरन्त-लुठितगुणोपहितेन कलिङ्गाधिपतिना श्रीक्षारवेलेन

पञ्चदशवर्षाणि श्रीकडारशरीरवता क्रीडिताः कुमारक्रीडाः [।] ततो लेख्यरूपगणनाव्यवहारविधिविशारदेन सर्वविद्यावदातेन नववर्षाणि यौवराज्यं प्रशासितम् [।] सम्पूर्ण चतुर्विंशतिवर्षस्तदानीं वर्धमानशैशवो वेनाभिविजयस्तृतीये

कलिंगराजवंश–पुरुष–युगे महाराज्याभिषेचनं प्राप्नोति [।] अभिषिक्तमात्रश्च प्रथमे वर्षे वातविहतं गोपुरप्राकार–निवेशनं प्रतिसंस्कारयति [।] कलिङ्गनगर्याम् खिबीरर्षि[1] तल्ल तडाग पालीश्च बन्धयति [।] सर्वोद्यान प्रतिसंस्थापनञ्च

१. ऋषि–खिबीरस्य तल्ल–तडागस्य

પંક્તિ ૪ થી

कारयति [ ।। ] पनतीसाहि सतसहसेहि पकतियो च रंजयति [ । ] दुतिये च वसे अचितयिता सातकंणि पछिम-दिसं हय गज नर रध बहुलं दंडं पठापयति [ । ] कन्हवेंनां गताय च सेनाय वितासितं मुसिकनगरं [ । ] ततिये पुन वसे

पंक्ति ५ मी :

गंधव वेदबुधो दंप नत गीत वादित संदसनाहि उसव-समाज--कारापनाहि च कीडापयति नगरिं [ । ] तथा चवुथे वसे विजाधराधिवासं अहतपुवं कालिंगपुवराजनिवेसितं...... वितध मकुटसबिलमढिते च निखित छव—

પંક્તિ છઠી:

—भिंगारे हित—रतन—सापतेये सवरठिक भोजके पादे वंदापयति [ । ] पंचमे च दानी वसे नंदराज—ति—वस—सत ओघाटितं तनसुलिय—वाटा पनाडिं नगरं पवेस [ य ] ति [ । ] सो.......भिसितो च राजसुय[ ं ] संदस—यंतो सव—कर—वणं

कारयति [।।] पञ्चत्रिंशद्भिः शतसहस्रैः प्रकृतीश्च[१] रञ्जयति [।]
द्वितीये च वर्षे अचिन्तयित्वा सातकर्णि पश्चिमदेशं[२] हय गज नर
रथ बहुलं दण्डं प्रस्थापयति [।] कृष्णवेणां गतया च सेनया
वित्रासितं मूषिकनगरम् [।] तृतीये पुनर्वर्षे

१. पञ्चत्रिंशच्छतसहस्रैः प्रकृतीः परिच्छिद्य परिगणय्य इत्येतदर्थे तृतीया.

२. दिश् शब्दः पालीप्राकृते विदेशार्थोऽपि

गान्धर्ववेदबुधो [१]दम्प–नृत–गीतवादित्र–सन्दर्शनैरुत्सवसमाज–कारणैश्च क्रीडयति नगरीम् [।] तथा चतुर्थे वर्षे विद्याधराधिवासम अहतपूर्वं कलिङ्ग–पूर्वराजनिवेशितं......वितथ–मकुटान् सार्धित–बिल्मांश्च निक्षिप्त–छत्र

१. दफ इति भाषायां ?

भृङ्गारान् हृत–रत्न–स्वापतेयान् सर्वराष्ट्रिक भोजकान् पादाव–भिवादयते [।] पञ्चमे चेदानीं वर्षे नन्दराजस्य त्रिशत वर्षे अव–घट्टितां तनसुलियवाटात् प्रणालीं नगरं प्रवेशयति [।] सो (ऽपि च वर्षे षष्टे )ऽभिषिक्तश्च राजसूयं सन्दर्शयन् सर्व–कर–पणम्

. . . . . . . .

પંક્તિ ૭ મી:

अनुगह अनेकानि सतसहसानि विसजति पोरं जानपदं [।] सतमं च वसं पसासतो विजिरघरव [ं] ति–घुसित–घरिनीस [–मतुकपद] पुंना (ति ? कुमार)......[।] अठमे च वसे महता सेना......गोरधगिरिं

પંક્તિ ૮ મી:

घातापयिता राजगहं उपपीडापयति [।] एतिनं च कंमापदान–संनादेन संवित–सेन–वाहनोविपमुंचितु मधुरं अपयातो यवनराज डिमित.........[मो] ? यछति [वि]......पलव..

પંક્તિ ૯ મી:

कपरुखे हय–गज–रध–सह–यंते सवघरावास–परिवसने स–अगिण ठिया [।] सव–गहनं च कारयितुं बम्हणानं जातिं परिहारं ददाति [।] अरहतो..........व....न....गिय